॥ ૐ ॥

# ગુજરાતી ગાયનમાળા

## દ્વિતિય ખણ્ડ.

પ્રકાશક—
પટેલ જેકીશનદાસ ત્રીભોવનદાસ
બુકસેલર પબ્લીશર્સ કેમીસ્ટ એન્ડ કમીશન એજન્ટ.
ઠેકાણું ગવરમેન્ટ તાર ઓફીસ સામું—સુરત.

પ્રત ૧૦૦૦ ]    સંવત ૧૯૭૬    [ આવૃત્તિ ૧લી.

સુરત—રૂવાળાના ટેકરા પર આવેલા ધી " લક્ષ્મી "
પ્રીંટીંગ પ્રેસમાં હિરાલાલ ચંદુલાલે છાપી.

કીમત રૂા. ૦—૬—૦

ફતેહ!   ફતેહ!   ફતેહ!

સેંકડો હરીફોના મેદાનમાં ફતેહ
કોની છે. આજકાલના લેભાગુ લેખકો રખડતા રઝળતાં
કવિ નામધારી કપિઓના મેદાનમાં ફતેહ મેળવનાર
માત્ર એકજ છે તે કોણ!

# "ગુજરાતી" ગઝલસાગર



જેમાં સાગર કલાપી બુલબુલ, બાલકવિ, વસન્ત વિગેરે વિગેરે ગુર્જર પ્રજાના વિદ્વાન સાક્ષરોની રસમય ગઝલોનું આ એક અત્યુત્તમ પુસ્તક છે. માટે એકવાર વાંચવાની સર્વ ગ્રાહકોને અમો ભલામણ કરીએ છીએ. રોયલ સોળપેજી પાંચ ફોર્મનું પુસ્તક આર્ટપેપરનું રંગીન ટાઈટલ મુળ કી. ૦–૧૦–૦ હાલમાં આઠ આના વી. પી., ખર્ચ જુદું માત્ર જુજ નકલ બાકી છે.

મળવાનું ઠેકાણું
**પટેલ જેકીશનદાસ ત્રીભોવનદાસ**
બુકસેલર્સ એન્ડ પબ્લીસર્સ
ગવરમેન્ટ તારઓફીસ સામે–સુરત.

ગુજરાત વિદ્યાપીઠ ગ્રંથાલય
અમદાવાદ
મરહુમ ... ભેટ

# રા' માંડલીક

ખુને જીગરકો પીતી હું, બસ ગમમે તેરે યાર,
શહેરે ચમન સે ફીરતી હું, બસ ગમમે તેરે યાર.
મય ચુપકે ચુપકે રોતી, મું આસુંઓસે ધોતી,
વો કહાં ગયો મેરો, મોતી, બીના ના સોતી.
બસ ગમમેં તેરે યાર—ખુને,

દીલ ઉસી કું દીજીએ દીલદાર યાર હો.
ક્યા હિંદુ ક્યા મુસલમાન, કદરદાન યાર હો,
મેરી નજર જો તુમસેં લડ ગઈ, મેંય પલંગસેં.
નીચે પડ ગઈ વો કહાં ગયે મેરે પ્યારે,
મયેં અગ્નિ જેસી જલ ગઇ, બસ ગમમે. તેરે યાર-ખુન

(૨)

હઠ છોડ સખી ચલ સંગ મેરે તોહિ વૃજમે કાન બુલાવત હેય,
નહિ તુમ બીન વાકો ચયન પરત, નહિ ખાન પાન કચ્છુ ભાવત હેય
મોર મુગટ નહિ પહેનત હય, નહિ અંગ સુગંધ લગાવત હેય
નહિ ધેન ચરાવત જાત સખી વોહિ બંસી નાદ ન ભાવત હેય
કયું એસો હીયો તેરો કઠીન ભયો તોહે લાજ શરમ નહિ આવત હેય
જાકો જોગીજન ધ્યાન ધરત બ્રહ્માદિક પારન પાવત હેય.
તોરી પ્રીતમે ભુલ ગયો પ્રભુતા, તકસીર વો માફ કરાવત હેય,
એક બાત ન ઝુંઠ કહું સજની અબ કયાં ઇતના તરસાવત હેય
પિયા માધોસે બેગે મીલો પ્યારી વોતો તેરોહીનાજ ઉઠાવત હેય.

(૩)

હાય હું તો હારી ઘર વાળા ગમારથી
જુઠા ભરોસાથી આવા સંસારથી....હાય,
સોનુ જાણીને મેં તો સંગ કર્યો તોરે.
કર્મે કથીર મળ્યું સળગું છું ત્યારથી....હારી.
પહેલાં હું જાણતી કે જાતે "હા" ઠારશે,
આતો એવાને એવા રહ્યા શંખલારથી....હારી,

(૪)

ધન્ય ભાગ્ય મારે આંગણુ આવ્યા, સોરઠના શીરતાજ
વધાવો રાજ કુમકુમ થાળ ભરીને આજ.
ચંદ્ર સુરજ સમ તપો અવિચળ
જગમાં તારૂં તાજ
અન્નદાતા તારી જુગ જુગ કિર્તિ
પ્રસરે મહારાજ—વધાવો૦
નાગલ—સોરઠ તણા સુબા અમારે આંગણે આવ્યાં
સુરજ ઉગ્યા સોના તણા અમ અંતરે ભાવ્યા
ગિરનારના આધાર મારા ધામ દિપાવ્યાં આ૦

(૫)

અલી ગાલો ગુલાબ તુલ્ય તારા સંભાળ જરી બાળા
ભોગી મધુકર જો લોભાશે ચુંબન આશે આવશે પાસે
" એમ........હા "

રસિલાનો લુંટાશે ફુલમાળા સંભાળ જરી બાળા
જાઓ બેની મને ના સતાવશો,
સ્મીત પુષ્પે વ્હાલમને વધાવશો,
થા કંઠ આભુષણ થા જા જાણી જાણી તને જા
ડંખ દેશે ગાલે એ રસાળા સંભાળ જરી બાળા

[૬]

આવો સાહેલી આવો કુસુમાયુધ લાવો,
રસ રંગથી આનંદથી ઉછરંગથી
આ મન ઉપવનના રસીક ભ્રમરને શીક્ષા આપવા
ફુલોના બંધન લાવો અંગે અંગે બંધાવો
પુષ્પોના શર વરસાવો અલબેલાને અકળાવો.
પ્રેમદા પ્રેમી જીવન વાહ આ બંધનની મ્હોટી લ્હાણ
સુખની ઘડી સાહેલડી
આ કુસુમ દંડના મીષ્ટ પ્રહારે શીક્ષા આપવા

[૭]

જો મરણ એ જીંદગીની, છે અરે છેલ્લી દશા,
તો પરાર્થે અર્પવામાં, આ જીવનના મોહશા
ખીલી કળી કરમાય છે, પુષ્પો મુકે પણ વાસના,
અમર નર તો તે ખરા, જે અમર કરતા વાસના.
મારા તમે પરમાત્મા, હું છું તમારો આત્મા,
પરમાત્માને શરણે જતાં, કૃત કૃત્ય થાતો આત્મા.



કોઈ કહેજો જોગીડાને જઇને હો રાજ,
મધુવનમાં ઝુરે તારી બાલા જોગણ.
વિહર અંગારે સલગે આખું નંદનવંન—મધુ૦
એની આંખે શ્રાવણને ભાદરવો ઝરે.
બાલા રસીઆના રાગે એ રોતી ફરે,
વ્હાલા અંતમાં હોયે તો હ્હોજે લોચન–મધુ૦

[૯]

સોહામણી સ્વર્ગની વાટ એકદીન શોભાવજો હોરાજ
રસિલા અમરાપુરી ઘાટ એકદીન સોહાવજો હોરાજ
મૃત્યુ લોકનાં મનુષ્ય કયાં કયાં અમરાપુરી ઘાટ,
અઘટીત–કહો એ કેમ બને વસમી વીકટ એ વાટ.
મુગટમણિ તમે રાજસદનના, પારી જાત તમે નંદવનના;
રાજવંશી દેવાંશી રસીકવર, પ્રિત જયોત પ્રકટાવી પરસ્પર
મેળવવા અંતરમાં અંતર, સ્વર્ગ અમારૂ સોહાવજો હેરાજ.

[૧૦]

અ[illegible]ની એક વાત શીખાડું, જગમાં મોટી હાઉહા
શે[illegible]ની એક સાચી સોટી હાઉહા,

શેઠ કહે સાગરનું પાણી, મીઠું છે તો હાજીહા.
ખારી સાકર ગલ્યું મીઠું છે, તો પણ કહેવું હાજીહા,
રાત અંધારી શેઠ દિવસ કહે તો પણ કહેવું હાજીહા
મન પરખી માલીકનું સૌએ, થઇ રહેવું ભાઈ હાજીહા

[૧૧]

અમને પાછાં આપોને પ્રાણ પ્યારાં
અમપુષ્પ એ રસાળા.
ફુલ નંદન વન વાડીના અમારાં
મધુરી વાસવાળાં
પુષ્પ સમા હૈડાંઓ બાળા તમારાં,
પુષ્પ સમા મુખડેથી પુષ્પ સમા વચનો,
વરસાવે પ્રીતી પુષ્પ તણી ધારા અમપુષ્પ

[૧૨]

તમારા નામની નીશદીન સલુણા હું તો જપમાળા જપતી!
કીશોરી મુગ્ધ મનોહર બાળ સલુણી સખી નયન સજળ ભરતી
વાંકી ડોક કરી નીશદીન રાજન વાટ તમારી જોતી
ઉન્હાં આંસુડાં ગાળી પ્રિયતમ પાલવડે મુખ લ્હોતી—તમરા

[૧૩]

અમ સખી પર કરૂણા કરજો રાજ ચંદ્ર ચકોરી તણા શીરતાજ
અમીરસ સીંમન કરજો.
પ્રેમ પ્રતિમા મળવા માટે ભસ્મ લગાવી ફરૂં છું

વિરહાનળે તન ખાખ થયું મમ ત્હોય હુ પ્રાણુ ધરૂં છું (૩)
એ તો તમ દર્શનની પ્યાસી રાજ
હું તો તલસું પ્રિય દર્શનને કાજ વ્હેલા પધે મળજો અમ

[૧૪]

તમારાં શા કરૂં સન્માન મલ્યા મને મનગમતા મ્હેમાન-તમારા
હૃદય ઢળી તમ ચરણે પડતું દેવા આદરમાન—તમોને
બાળાએ પૂર્વ જન્મની પીછાણુ ભાગ્ય દેવી તવ દર્શન પામી
પ્રફુલિત થયા મમ પ્રાણુ—તમારા

( ૧૫ )

એ સાચાનો સંગી વ્હાર કરશે ત્યારી
કષ્ટ હરશે હરીવર બાંહ્ય ધરશે મારી.
જેણે ગૈતમની નારીને પદરજથી તારી
એવા ભુધરનો મુજને ભારોસો ભારી.
વ્યર્થ ચીન્તા તજી દયો માતા મારી,
લેશે દીનનો દયાળ એ ઉગારી.
જેણે ભકતોના અંતરની પીડા તાળી,
લાજ સાચવશે વઈકુંડ વાસી મારી
અખીલ વિશ્વનો આધાર ગતી એની ન્યારી
બની બેલી એ સંકટથી લેશે તારી.

(૧૬)

રીબાયો છું ફસાયો છું કુટાયો છું લુટાયો છું
દુભાયો છું મુંઝાયો છું અમારી આમ બાબત છે.

(પણ તે થયું કેમ)

પકડતાં જાળમાં ઉંદર ભરાયો સર્પ તે અંદર
હર્યું ઘોડા બદલ ખચ્ચર અમારી આમ બાબત છે.
ખીજાણા નાર નખરાળાં મુઝાણાં જોઈ ગોટાળાં
પછીથી પુંછડાવાળો મળ્યો તો આમ બાબત છે
તમારા કષ્ટ સઉ ટળશે અવશ્યે ન્યાય પણ મળશે
તમારા શત્રુ સપડાશે અમારી એ કબુલત છે
તમારી એ કબુલત છે અમારી આમ બાબત છે




(૧૭)

માતા પીતાને દુભવ્યાં તેનો એળે ગયો અવતાર
પડો તે નીચ નરને ધીકકાર (૨)
છે ફોગટ ભુમી ઉપર એ ભાર (૨)........પડો તે.
દુનીયાનું જીવતું દૈવત, જે માત જન્મ દેનાર
લીલાં સુકાં કદી ઉછેરે ભુલે તે ઉપકાર........પડો તે.
ગમારમાંથી જ્ઞાન દઈને શીખવાડે સંસાર,
પુજ્ય પીતા ગુરૂ પરમેશ્વર રૂપ તેને છેહ દેનાર....પડો તે.

૯૨૬

(૧૮)

મારે તો ઘેર બેઠાં ગંગા, મારે તીરથથી શું કામ?
માત પ્રદિક્ષણા કરતાં, પૃથ્વી પ્રદિક્ષણાનું ફળ થાય
તો પછી પૃથ્વી ફરવા, જો કોઈ મુરખ હોય તો જાય-મારે
વિશ્વેશ્વર રૂપ પીતા, જો ઘરમાં બીજાનું શું કામ?
દેવદેવીને રાખ્યા દેવળમાં, હવે માત પીતાનું ધ્યાન--મારે

(૧૯)

હમણા તો નથી નવરાસ ગુરૂરાજ
અમો ઘડપણમાં ગોવીંદ ગુણ ગાશું;
મરણ પછીની કરો છો વાતો ચોટી,
ત્યારે હમણાં શું પહેરવી લંગોટી,
વાત થાય જે ઉધારની તે ખોટી, કેમ શ્યામલાલ?
સાચું..............ચાર...........ઘડપણમાં
હજુ બાંધવા છે મારે કંઈક માળા
હજુ થાતુ છે દસ વીસ મીલ વળા,
ઘરતાળા કરી કુંકવા દીવાળાં—કેમ શામ લાલ!
સાચું...............ચાર ઘડપણમાં૦
જ્યારે ચાલશે નહી કાયા હમારી,
ત્યારે સાંભરીશું કથા આ તમારી,
મળી નારી નહી તો રહેજે બ્રહ્મચારી—કેમ શ્યામલાલ૦
સાચું ચાર ઘડપણમાં૦

[૨૦]

જ્યારે પડે આફ્ત શીરે ચાહનાર પણ આઘા વસે,
જેને પડે તે ભોગવે બીજા ઉભા સ્હામાં હસે—ટેક.
ચડતી મહીં તો હાંજી હાં કરનાર જગમાં લાખ છે,
પડતી મહીં દે સાથ જગમાં કોક એ 'વીરલા' વસે—ટેક.
એ જાન્યા પોતેજ મુરખા તો બીજાનો વાંક શો ?
તે બળે નહીં કેમ થઈ જે અંધ અગ્નિમાં ફસે—ટેક.
આજ ખુલ્લી આંખથી જોયું સગા સઉ સ્વાર્થના,
જાણ્યા છતાં મારા સમા ભોળા દિવાના થઈ ફરે—ટેક.




૨૧

સજેલાં શ્રી પ્રભુજીએ મનુષ્યો સર્વ સરખાં છે,
નથી કોઈ ઉંચ કે નીચા જીવન તો સહુનાં સરખાં છે.
પ્રભુજીની જગતવાડી તણાં ફુલડાં સહુ જીવો,
સુગંધીથી ભરેલા સહુ સમજીએતો એ સરખાં છે.
વિષમ આ વિશ્વનો વાયુ—કરે જીવ ક્રોધીને ઘેલા,
ન મનહર દોષ માનાનો સકળ આત્માઓ સરખાં છે.

૨૨

અમે સહુ એક ઝાડની ડાળ,
નથી જુદાઈ અમે સહુ ભાઈ એક માતના બાળ.
હિન્દુસ્તાન છે દેશ હમારો ભારતી માત હમારી,
ભવ કરીએ તેને માટે આ જાન અમારી પ્યારી.
હિન્દુ મુસલમાન પારસી યાહુદી ખ્રિસ્તી જાત અનેક,
જાત જુદી છો રહી અમારી, પણ અંતર છે એક.

૨૩

વાહ બની ગયા રાવ બ્હાદુર, દુનિયામાં કાઢવું નામ,
અક્કડ ફુક્કડ થઈ ચાલીશને સહુ કરશે સલામ.
સરકાર અને દરબારે પુછશે મને તમામ,
યસ સરનો સરને વેલસરથી કરીશ સઘળાં કામ.
૧ નામે શું વધ્યું નુર બન્યા રાવ બ્હાદુર
૩ હું રોફમાં ભરપુર છે કોણુની મગદુર
૨ લ્હેર તનમાં મનમાં જનમાં બન્યા રાવ બ્હાદુર
૪ ચપટીમાં કરૂં ચર બન્યા રાવ બ્હાદુર

૨૪

હાયરે મારા છાપા રે વોયરે મારા છાપા
તે તો કરી નાખ્યો પ્રખ્યાત મારા બાપા—હાયરે૦
કોઈ ન જાણે સાત પહેડીથી
ઉતરી આવ આપરે—ભાઈ

પણ છાપા તું તો છેલ છબીલો
બાપનો મોટો બાપરે—હાયરે૦

૨૫

ઓયસ આજે બસ જઈએ પ્રીતે પ્લેઝર કરવા
ઓલરાઈટ અન્જોપમેન્ટ કે આ કુકકડ થઈને ફરવા
સરટન અવસર આનંદનો અંતર પુરણ ભરવા
તન મન ખુશ—અંતર—ખુશ
રમ્મત કરવા ગમ્મત કરવા હુરરરા હુરરરા
અહા મઝા—વાહવા મઝા—ઓયસ

૨૬

છેઠ છાહેબાને જોઈ ગભરાયો
તીવારે મારે હું કરવું
જાણે જોઈ લેવું ઢોર હુરકાયું
તીવારે મારે હું કરવું
પછી વિલાયતી વાતચીત હા કરી હીખાડી
મેં હારી હીખાડી
અલ્યા જંગલી તે આબરૂ બગાડી
મારે તે બહાર કેમ ફરવું
(છે ગદ્ધો તું ઢેમકુલ જંગલી સદાનો)
[તારે મોટા ગવંન્ડર તું કાનો
બસ ચુપ—જા—અલ્યા જંગલી

૨૭

હા પુછશોના કોઈ પુછશોના

મ્હારા અંતરની ભાવના પુછશોના.

અમે રડતાં તો રડવા ભલે દેજોરે,

આંસુ કોઈ લુંછશો ના—કોઈ.

ઉરના સાગરે કંઈક ભરતીઓ આવે.

હૈડાના જલને એ તો ઉંડા હલાવે,

સ્નેહ તણાં રત્ન તળે આછાં છુપાવે,

તેને કૃપા કરીને કોઈ ચુંથશો ના—મ્હારા

૨૮

અલી આમ રીસાઈએ સમય નીહાળી નાવલીયાની સંગે.

પછી આવી મનાવે ભિન્ન ભિન્ન ભાવે.

છણુકીએ મદનના અંગે

વાહ વાહ—સાંભળ વદન હસ્તુ કરી ચંચળ નયનો [પછી]

મધુર શબ્દ સનેરમાળા—હાં હાં

માન મુકી મરડાતાં, છળીએ શ્યામ રસાળા,

એમ હાં અલી.

કરગરતા ને આવે કંથ તો છલંગ ભરીએ છેટી.

નાના ત્યારે

બહુ ... ટે માટે ભાંપે જઈ એ છેટી. કીક—કીક—અલી




૨૯

આજ આપે ભૂમીનું ગૌરવ વિસ્તારીએ,
નેકી ટેકી વીરલાના યશને સંભારીએ,
હર્ષને વધારીએ, તન મન ધન વારીએ.—નેકી૦
જેણે જન્મ ભુમીના, રક્ષણને કારણે,
કષ્ટ સહ્યાં ટેક ધારી, કીર્તિ સંભારણે—નેકી૦

૩૦

અમારૂં નાવરે પ્રભુજી તારજો હોજી
દુશ્મન દરિયો ઉલટયો, નાવ ઝોકા ખાય
વીરલો સુકાની કોઈ ના દીસે, કિનારો નહિ જણાય.
ભાગ્ય રવી વાદળ છુપ્યો, ઘોર થયો અંધકાર
કરૂણા કરીને જગદીશ્વરા, કરજો દેશ ઉદ્ધાર,

૩૧

ધીમેથી ચાલો ચંદીઆ, લંકજો લચકાશે,
નવ લોચન નીચાં ઢાળયા, લજ્જા સરકી જાશે,

આ સજની કામણગારાં, સંતાડ મોતી તારાં;
લુટાશે મન હરનારા, છે હંસને એ પ્યારાં.
કયાં પ્રેમ મોતીની માળા, એ જાણ્યા 'તારા ચાળા;
શાને શરમાવો બાળા, એ મન્મથના ઉછાળા.

[૩૨

મારા પ્રાણ, ભોળાં દીલડાને સંભારજો
સ્નેહ ગ્રંથી ન છુટે, એ ધારજો........
હૃદયના તાર કસી, બાંધી લ્યો હૃદય વસી,
તમપર જાઉં વારી, દેવી તું દારા અમારી,
હું અનાથ, થઈ સનાથ, ધારી હાથ,
રાખો સાથ.... .... ....ભોળા૦

[૩૩]

લગાડી મોહીની દીલની, મને વ્હાલે વીસારી છે–
સુકાતો બાગ જોબનનો કપાતાં કાળજાં કુણાં,
તુટી દીલની લગામો તો, પછી બુરી બીમારી છે–
થતા ના બેહયા વ્હાલા, કરી ઘાયલ જીગર મારૂં,
થશે ચુરા જીગરના તો, ગુન્હેગારી તમારી છે–
ગુન્હા લાખો હશે મારા, દીલાવર છતાં તે પ્યારા,
દીવાનીપર દયા લાવો વિનંતી એ હમારી છે–

[૩૪]

તમોને જો તમારાથી, તમારો દેશ પ્યારો છે,

ન તજશો ધર્મ નિતી તો, વિજય અંતે થનારો છે.
હશે જો સંપને સમતા, વળી કર્તવ્યને હિમ્મત,
તમારો ભાગ્યનો આખર, ચમકવાનો સિતારો છે.
જશે એ રાત અંધારી, ચમકતા શૌર્યનો ભાનું,
ઝુકો યાહોમ કરી રણમાં વિજય ડંકો તમારો છે.

(૩૫)

કોઇ મારા પ્રીતમને, આ સંદેશો કહાવજો;
મદન શરોની શૈય્યા, કફની કૌમાર કેરી,
તમારા વિના મેં પ્હેરી, હવે તો નિભાવજો—
વિયોગ પ્રજાળે બાળા, કામ ધુણીની કાયા,
લાગી તમારી, માયા, દયા કંઈક લાવજો.—
ઝુરીને મરીશું અંતે, પુર્વના પાપ જોવા,
તમે તે તમાસો જોવા, જરૂરજ આવજો.—



## શ્રીમતી મંજરી

[૩૬]

મંયતો લંડનસે પોડર મંગાવુંગી,
ઉસ્સે જોબનકી બ્યુટી બઢહાવુંગી,
કોસમેટીકસે બાલ મંય બનાવુંગી,

વોટ યુ સે (What you say ?)
રહે ન કોઇ સ્ટાઇલ મેકસર માઈ ડીયર,
ફીરંગી રોજ ઇધર ઔર ઉધર માઈ ડીયર,
બોલો બોલો પ્યારેજી યા કયસી બની લેડી,
લઉ ગલેકી એક નેકલેશ રેહા....મયતો લંડનસે

[૩૭]

જો તન લગે પીર પ્રભુ વોહુ તનકી જાને પીર,
ઓર ન જાને સાર કોઈ યા તુમ જાને રઘુબીર.
તુમ જાનો રઘુબીર પીરકો ફીર કયું બેર લગાઇ,
બેગ ખબર લો દુખયારીકી ઘોર ઘટા હુઈ છાઇ.
મોરી સુધહે શામા કાહેકો બીસાર દીની,
કાહેકો ન આએ ધામ અયસે બેકદર નાહી તુમહો
દુખકો હરો.

[૩૮]

કાહેકો ડાલે રંગ સ્યામરે સુન બંસીવાલે,
મુખસે ન બોલે કાના, મુખશે ન બોલે–કાહેકો ડાલે.
ચલા જોર ઢીઠ કનાહી, રંગ ઢાલી ચોલી પરાઇ,
બારા જોરી બાર બારકી, બડે ભોલે ભાલે હો
સુખ ધામરે સુન બંસીવાલે.

[૩૯]

દરશન દે ગયે નાથ હમારે નેત્ર કહે દરશનકે પ્યાસે
સુર્ય છુપા નયનોકે હોતે સુર્ય મુખી કયા રહે ઘટાસે.

મુ' તકતા હી રહે ગયા દરપન બની છલાવા દરશન છાયા,
છ ગઇ મનમે છબી તો છીપકર આંખોકો કુછ નજર
ન આયા.

અભી આના ઓ કાના તોહે જાને ન દુંગી રખખુંગી
બનસ્રી છુપાયકે

મોરે માખણકે ચોર તોરી ચોરી કરૂંગી લુટુંગી ઘરમે
બુલાયકે

તોરી દાસ્રી ઉદાસ્રીરે બાંકે બેહારી,
બીગડી કો જાના બનાયકો.
કભી છોડે ન મંજરી તેહારે ચરણ તોહે
પાયા હુય જગકો ગવાય કે.

(૪૦)

જરા દેખે તો ચલકર—હાં
સાથે લે લીજીયે હનટર—હાં
ગયા રંડીકે ઘરપર—હાં
તુમ મરતી હો ઉસપર—હાં
જો ધોકે ઘરમે મારૂંગી ઠોસે
જુઠા પ્યાર કીયા રામ ભરોશે
જરા મંગાવો મોટર—હાં
ટાયર હો ગયા પન્કચર—હાં

દેશી જુતે મારો યાર, સર મેરા હે ફેશનદાર.
નયના કાની આંખો તો માર,
ફ્યશનકી હમ ટેહ પ્રીટકાર.
કાની આંખ ફોડો યારો,
મરે હુવે કો ઔર ન મારો
ધકકો દેવો જુતે ફટકારો.

Twinkle Twinkle Little Star.
How I wonder what you are.




[૪૨]

બરનન મુખસે કીયો ન જાય તેરો રાધા કીશન મુરારી ?
ફાગનમે જબ હોરી ખેલત બીરહત કુંજ બીહારી,
બ્રીંદા બનકી કુંજ ગલીનમે બહીયાં પકડ રંગ ડારી,
ક્રોધમે આકર ભવેં ચઢાકર તબ બોલી બ્રીજનારી,

મત રંગ ડારો લાજ ધરો તુમ હમ હંયનાર કુંવારી,
તુમ હો નીરલજ હમ નહી અયસે મુખસે સુનોગે ગારી.
ફગવા લીયે બીન જાને ન દુંગા હંસકે બોલે મુરારી,
અબ કહાં જાવ બચો મોરે આગે ભર મારી પીચકારી,
કહેન લગી સબ હાથ જોડ અય ગોકુલકે રખવારી,
તુમરે પ્રેમમે બની હય મૂરખ અંગીયાં ભીજ ગઈ સારીં.
અબ તો છોડ દો ચીર હમારે તુમ જીતે હમ હારી.

(૪૩)

કનહઈયા તેરા કારા, મોહન તેરા કારા,
મય કયસે બ્યાહું રાધા;
તેરા કનહઈયા અયસા કારા, જયસી રયન અંધેરી,
મેરી રાધીકા અયસી ગોરી, જયસે ચમકે કીરન સુનેહરી.
કારા કારા મતકર ગ્વાલન મુજકો લાગે પ્યારા,
અપની રાધીકા ઘરમે રખલે, જીતા રહે મેરા કીશ્ન કુંવારા.

(૪૪)

કાયા માયા કોઈકી નાહીં ભઈ, સબ કહે તે હંય અપની
અપની,
સત્ય જુગમે હરીશચંદ્ર ભયે રાજા, સત્યકી સત્ય કહી,
એક સત્યકે કારને ઉનેહ કાયા બેચ દહી!
ત્રેતામેં રાવણ ભયો રાજા કંચન કોટ સહી,
એક લક્ષ પુત્ર, સવા લાખ જ્ઞાતી,
વાકો લકડી નાહીં મીલી?

પ્રાન વાયુ જબ ઉડ ગયા તનસે, માયાભી મીટ ગઈ,
ઇસ દુનીયા વોહી નર ભુલા, જીસને કાયા અપની કહી.

(૪૫)

કનૈયા મોસે ખેલો હોરી કરોના ઠીઠોરી,

ચન્દ્ર બદન નવ નટન ગ્વાલીની, નયનોકી મતવારી,
લે લે હાત પર માર કુંકમ બહીયાં જક જોરી
અબીર ગુલાલે બાદલ છાયે, ખેલત નંદ બીહારી,
કુવર કાન મોહે રંગજો છીડકો, ભીનત ચુનરી મોરી.
સબ સખીયાં મીલ બન બન આઇ કોઇ શામલ કોઇ ગોરી
અપને અપને મન્દીરસે નીકસી સાસ નનંદકી ચોરી,

(૪૬)

પ્રબલ પાપીકા દેખાવાર.

• સાગર અનીતી અબ ઉમંડ રહા લહેરી હય ભારી,
બીધના એહ મોરી ડગમગ ડોલે નાવરીયા લગા પર.

બાદલ ડરાવને સરપે છાયેરહે,
છત્રબન મેરો અ તુ અચદાતાર.

(૪૭)

જય ઘનશ્યામ કીશન હરી,

મોર મુગટ પીતાંબર સોહે. કરમે મુરલી ધારી;
નખપર ગીરીવર અધર ઉઠાયા, બનકર ગીરધારી.




(૪૮)

શાને પોકારે પીયુ પીયુ પપૈયા
તારા બોલોથી અંતરના બા....ળ...પપૈયા.
આવી જુવાની, દીવાની બનાવી,
ગઈ અકળાઈ, મરૂં હું મુંઝાઈ
મારા ચિત્તને ચોરાવે ટહુ-કાર—પપૈયા.

[૪૯]

હુ સાહેબો પધારો મારી શોભાને વધારો,
વરઘોડો છે મારો. આજે.
ઘોડા ગાડીઓ જોડાવું, બેંડ વાજા વગડાવું,
મોટી મોટરો મંગાવું વાગે પં પં પં.
મોટો મંડપ રચાવું. લેટ કીટશન લગાવું,
રૂડા ગીતો ગવડાવું...............વર.
જરીનો જામો પેરીશ હું, છબીલો ઘોડે ચડીશ હું,

નાણું નાખી દઇને તું, ઘોળામાં ધુળ ઘાલે શું,
છેડો બાધીને ચડું છબીલીની સાથે....વર.

(૫૦)

આ મુરતમાં ? વાહ સુરતમાં જાદુશું મોહી ગઈ બુલબુલ
એ મીઠાં વેણો સાંભળી કીધુંમે દીલડું ડુલ
ખુલી ગયું મારૂં તગદીર આનંદે અહાહા—હાહાહા
ફુલેલ તેલ અત્તર લગાવું પફ પાવડર
કલપ લગાવું કાળો, જુવાન બનું રૂપાળો
લોભાવું લટકે રાધા થઈ હું કાન કાળો
છલબલ કલથી પરણી પ્યારી ભપકો મારી
જાઉ બલીહારી જાઉં લાવું લાડી લટકાળી

[૫૧]

પીટયા હૈયા ફુટાને, હું હાથમાં રમાડું
એ ઘરડા ઘુવડને, હું નખરે નચાવું
જો કહું કરો સલામ, કે'શે આપનો ગુલામ.
તો તો લીલી મારૂં નામ,
પીવાડું પાદડે પાણી, ફરૂં હું થઈ ને શેઠાણી.
કહું પ્યારા છો મારા તમારી હું દારા હસીને હસાવું,
પહરીને ફુલ ડ્રેસ, ફરૂં હું ફેશનમાં
ન ચાલું જમીનપર, ઉડું બલુનમાં
હાથોમાં, બાથોમાં, વ્હાલાની રહીને પ્રીતિરસ પીવાડું—
પીટયા.

૫૨

ચાલો લટકેથી ચાલ, બની અલબેલાલાલ
ખુબ મીલાવ્યો તાલ, વરણાગીયા,
ભલી લાગે છે ભાલ, થયા નરીએ ન્યાલ
વાહરે ફાંકડાજી લાલ વરણાગીઆ.
મીંઢળની બે જોડા મંગાવો, પીઠી ચોળાવો પ્યારા.
હીરામોતીના હાર પહેરાવો, ફરૂં ફેશનમાં પ્યારા.
ગીતા ગવડાવું લાંબા લહેકેથી પડઘમ ઢોલ મહી સારા
ખરરર—ધુમ—
પરણે છે લાલ લટકાળા, પેરીને વરમાળા, છબીલા
છોગાળારે લાલ વરણાગીઆ.

(૫૩)

પ્રેમ બાણ દઈ ગયો, આ પ્રાણ સાથે લઈ ગયો.
પ્રવાસી કયાં રીસાઈ ગયો, સંન્યાસી કયાં છુપાઈ ગયો
ભુલી હું બાઈ ભાન આજ—
વસ્ત્ર વેશ મંગળથી, હસ્તના કમંડળથી
બાલચંદ્ર મંડળથી, વાણી મૃદુ ચંચળથી
ભુલી હું જ્ઞાન ધ્યાનમાંજ—
હસીને હસાવી ગયો, નયને લલચાવી ગયો,
વિરહે રીબાવી, મારૂં ચીત્ત એ ચોરી ગયો.
નણદલ વીર માન્યા મેં તો ભગવત ભરૂંસે ચે તો
દે એ વર ભુધર દેતો લે આ અરજી ઉર લે તો.

(૫૪)

આ યૌવન કુલવાડી ખીલી જો ડાલી ડાલી
કેવી નવ નવ રંગની બહાર...............છે
મદન વસંત વસીને વેલી અંગમાં
રાગે રંગે રંગોલી રમે રંગમાં
શોભા સુંદર મન મોહક અપાર...........છે
કળી કોમળ આ શે કરમાવો શરમાવો કાંઈ શરમાવોરે.
વેલી વિકળ કરીના ગભરાઓ દુર થાઓ હસી ના હસાવોરે
સુંદર મનહર વાહરે વાહ, નવ શરમા, નવ ગભરા,
ભોગી આલી બાળા રીઝાવશે.

(૫૫)

રંભા તુલ્ય રતિ પ્રવીણ રમણી, શૃંગાર શિરોમણી
સંપત્તિ ગૃહ રાજ લક્ષ્મી, મનને આનંદ દાતા ઘણી
આજ્ઞાંકિત સુ સેવકો સુખદને, સ્નેહી જનો શાન્તિદા,
તારૂં તે નથી લેશ માત્ર જીવરે, આ બંધ નેત્રો થતાં.

[૫૬]

ત્યાગી માયા હું તો થઈ બેઠો છું ત્યાગી,
ચોળી અંગે વિભુતી છું વૈરાગી
ભવ સરવરપર ફરતાં પંખીડા સ્વાર્થ જળના રાગી.
જળ સુકાતાં સહુ દુર થાતાં, સ્નેહથી શુન્ય અભાગી,
પ્રેમ પરીક્ષક મીન બીચારૂં દે જીવન તન ત્યાગી
અશરણ શરણ તુંરે જગત્રાતા તવ ચરણે રઢ લાગી.




(૫૭)

આજે એક થશે હિંદના સંતાન
એક બીજાના કરશે સન્માન.
જાત, ભાત, ધર્મ, ભેદ, ભાવને વીસારશે,
ધર્મ એક સર્વ દેશ સેવાનો ધારશે;
અંતરમા અંતર મીલાવશે.
દેશવીરોને દેવસમ ધારશે,
ગણશે સૌ સૌને સમાન.......એક

[૫૮]

લઉં મારા પ્રેમી પોપટ તારા વારણાં
વારણાં એ, સ્નેહનાં સંભારણાં હો રાજ—લઉં
આંગણે રચાવું વ્હાલા વાડીઓ રૂપાળી;
દ્રાક્ષને દાડીમ તણી કયારીઓ રસાળી;
રસીલા કહે હવે મન માનસે કે નહિ
  હજુ રેના રાણીની ખોટ રહી.
  સ્નેહ જીવન જોડી વીનાનું નહી,

હુંજ તારી મેના હવે છોડીશ રીસામણાં—લઉ૦

(૫૯)

પુરનો મોરલો હો રાજ;
જોતાં રસનાં બીંદુ રાચે;
હૈયું થનગન થનગન નાચે—પુરનો૦

ઢેલ વીનાનો મોરલો જેવું વીજ વીનાનો મેહ,
તારા વીનાનું જીવન જેવું પ્રાણ વીનાનો દેહ.
ઉઘડા ઉર પાંખડીયો આજે—પુરનો૦

મારા આંગણીયે મહારાજ,
મારે સ્વર્ગ ઉતર્યું આજ,
પામી દેવલોકનુ રાજ—પુરનો૦

(૬૦)

અલી ચાલ ચાલ મૈનારાણી,
પોપટજીની પટરાણી-
કયાંનો પોપટ? કયાંની મેના?
ઘરનો પોપટ, પરની મેના,
અમથી વળગી પરા શાની?—પોપટજીની.

છેક અજાણી હું છું સજની,
પ્રિય પોપટ સંગે રમતાં રજની,
તારાં છાતાં નખથી છુંદાણી—પોપટ૦

(૬૧)

મારા જીવન આધાર રાજ જપતી જપમાળ,
વાટ જોશે તારી વ્હાલમ રસ અભિલાષુ બાળ,
જીવનની આશ તું પ્રાણુનો પ્રકાશ તું!
આત્મની આંખ તું પ્રભુતાની પાંખ્ય તું!
અંતર ઉતારી તારી મૂર્તિ પ્રેમાળ—વાટ.
વિયોગને સંયોગ એનો સ્નેહના બે ભાગ છે,
વિયોગમાંજ સાચી રહી સ્નેહની મીઠાસ છે,
તારા વીનાનું સુનું જગ આ વીશાળ—વાટ.

[૬૨]

અમર ના કોઇની કાયા, જીવનનો કંઇ ભરોસો ના,
છતાં પણ વૈર ઓ માતા, કર્ઈ આ જીંદગી માટે?
તમે હું ને જગત આખું, જવાના એક વાટે સૌ.
કરો છો મારૂં ને તારૂં. કઈ આ જીંદગી માટે?
હજારો શાહ મુર્શીદો, ને જ્ઞાની બ્રહ્મ વેત્તાઓ,
ન પત્તો કોઇનો લાગ્યો, હુંપદ કયી જીંદગી માટે?
જુઠી મનની મુરાદોથી, કહોને કોણ પરવાર્યું?
કરો આ પાપ સો શારૂં, કયી આ જીંદગી માટે?

(૬૩)

મ્હેમાન મોંઘા મૂલા,
વ્હેલા ફરી આવજો રસીલા,

પ્રિય બાળા ! કદી ના ! વીસરશે ! બોલ તારા મ્હેમાન
પ્રેમના બંધનમાં બાંધી નગીના,
એકલી મુકીને જાવું ઘટે ના,
હરશું ફરશું સજોડે કયારે,
મીઠી મીઠી વાતો કરીશું કયારે—મ્હેમાન.

(૬૪)

મારી મધુરી મીઠડી બ્હેન વીનાની સુની લાગશે
મહુલી સુની લાગશે,
નીશદીન વ્હાલી ભગિની તારી બ્હેન ! બ્હેન
પોકારશે આ સુની લાગશે મહુલી.
મધુર પંખીડાં આ ઉપવનનાં તારા પ્યારા રમવા
આવશે.
સુણી વીયોગ સલુણી તારાં છાના આંસુ ઉન્હા ગાળશે,
લક્ષ્મી-તેને દીલાશા દેજે કહેજે એક દીન સુખનો
આવશે.
પાછા પ્રભુ મેળાવશે—આ સુની.

છપાય છે છપાય છે !
થોડા વખતમાં જાહાર પડશે.
# વીર દુર્ગાદાસ
ત્રીઅંકી નાટક [ગાયન તથા ભાષણ સહીત]




(૬૬)

અબળા લાચાર બિચારીરે,
સ્વામીની દાસી અબળા લાચાર બિચારી૦ .
પ્યારી પ્રાણ આપે તોયે નાથ ન રીઝે કાંઈ,
ભોળી મીઠાં વેણે રીઝનારીરે-સ્વામીની દાસી૦
માંદી મરે છો દર્દથી, સંભાળ નારીની નહિ;
દાઝી બળે દીલ દુઃખથી; દેનાર દિલાસો નહિ;
દિનરાત સેવા નાથની, કરીએ હસી અમને સહિ
પળ એકની ગલતી થયે, જીવન તણી સેવા ગઈ.
સ્વામીની દાસી૦

૬૭

દિલના દિપક છોરે, દયા નાથ દિલના દીપક છો,
હાંજી મારી આંખોના પ્યારા રોશન છો દિલના દિપક છો૦
વાદળ વરસ્યાં પ્રેમ પીયૂષનાં ચાતક મુખની માંહ્ય,
ચાતક ઉરમાં આનંદ ઉર્મિ આજે રહી ઉભરાય-હાંજી.
પંખી અપંગને પાંખો કનકની, આપી કર્યો ઉપકાર,
ઉડુ આકાશમાં તાતના સાથમાં, તોડીને પિંજર દ્વાર-હાંજી

૬૮

મન ઉજળાં વીમલાં મીત્રનાં કળિ દિલની ખીલી ફુલની
જયમ શીતળ કિરણુ ઝરતાં એ ધવલાં—મન૦
કુમુદ વિકાસે જ્યાં કૌમુદી, કુમુદ પ્રભા ખરે ચુંબે શશિ
હૃદય વિરાગે જ્યોતિ હસી, રસસૂના દિલમાં રસભરતાં સુખકરતાં
મિડડાં સ્મિતડાં એ મધુરાં—વિમલાં મિત્રનાં

૬૯

ખીલો આત્મતેજથી નહિ શશિકલંકથી
ઝીલો દિવ્ય વૃષ્ટિને, રીઝો શું રંક રંકથી—ખીલો૦
ભલે પુરૂષ સહ પ્રેમજ્યોતથી જીવન પટકાવો
પ્રાણુકળી નહિ પૂજન અર્થે વ્હાલીઓ કરમાવો
મોહતણી પૂતળી ના મહિલા, પતિની ચહિએ છાંય,
આત્મ વિકાસે હૃદય પ્રકાશે નિજ ગુણુ થકી પૂજાય—ખીલો૦

૭૦

મીઠા બોલે છે મોર
કાળજાની કોર મોર કોરતા
મેઘ ગાજે ઘનઘોર
આ ચિત્તડામાં પ્રેમકુંપ ઢોળતાં—મીઠાં૦
વાયુ, વાદળ, પંખિડાં, નવપલ્લવ ઉદ્યાન,
એકરસે રસબસ થયાં કરીને કુદરત પાન,
છે આતમ રસ બોળ
સો કામિનીને કામબાણુ કોરતાં—મીઠાં૦

ઘેલું મન ગુંજી રહ્યું પ્રેમગીત કલ્લોલ,
વ્હાલમ નામ રમી રહ્યું અંતરમાં અણમોલ,
એ મોંઘેરા કોલ
ના. વિરહીણી! નાથ આજ તોડતા—મીઠા૦

૭૧

બિરાદરો! બિરાદરો! બિરાદરો! બસ આદરો!
મહિલાનિષેધ મંડલો.
રે બહાદુરો! રે બહાદુરો! રે બહાદુરો! હો મેંબરો!
પુરૂષનો ઝુંડો ધરો
બૅરી ટીનપૅાટ હરગીઝ બૅાયકૅાટ
ઘન્ના ઉંડા વિચાર, ઘન્ની બારીકીવાર
નિષેધકમંડલ, કરીએ મંગલ,
જબ્બર દંગલ મેંબર સિંગલ આ,
હિપ હિપ હુરરે, હિપ હિપ હુરરે
હિપ હિપ હુરરે, હુરરે, હુરરે હુરરે,—બિરાદરો૦

૭૨

એ શાણા સ્નેહી, સાહી મહેમાની સ્વીકારોને,
કરી દ્રષ્ટિ મીઠી સ્નેહી સદન દીપાવોને.
હૈયું ઘેલું આજે પ્રેમ પૂંજવાને,
પાદ પંકજની રજ ચુંબવાને,
મધુવાણી સુધારસ ચુસવાને,
મારા મોંઘેરા મહેમાન રંક મઢલી સુહાવોને—એ૦

૭૩

મીઠી પ્યાલી છો પ્યારી સનમની
કરી મને ઘેલી તેં તો "લવ"થી—મીઠી૦
જીગર ડીયર ગુલેગુલાબ, મહોબતથી ઉભરાય૦
સકુનો હેતભર્યાંનુજ વ્હાલા સુણિ દિલ આ મલકાય.
ડીયર તું પૂતલી ઈલમની—મીઠી૦
નેનબાન થકી ઘાયલ હું તો, ભાન ભૂલ્યો દીલદાર.
દિલબર જાઉં તુજપર વારી નિશદિન હું ગુલજાર,
ડાર્લિંગ તુ ડૌલિ રોશનની—મીઠી૦

૭૪

વિધવિધ વિભૂતિઓ આત્માની માનવી,
હૃદ, મન, શરીર, સૌ આત્મલીલા જાણવી—ટેક૦
જ્ઞાન બીજ વિકાસ જગમાં ન ઈતર,
એમ સકલ ફલ સિદ્ધિ વિભૂત આપની—

૭૫

દેવીઓ સમી જ્યાં પૂજાતી વનિતા,
સદાએ કલ્યાણી વહે, ત્યાં સરિતા,
ભાવિની સુઆશા માનિતા લલિતા—દેવીઓ૦
અમરાપુરી ઉતારવી જો હોય આ સંસારમાં
અર્ધાંગનાને આપજો સૌ સાધનો સંસ્કારના,

વિદારજો, સ્રીબંધનો દુઃખ જુલ્મ ને અજ્ઞાનનાં,
ગૃહજ્યોતિ ને દેશોન્નતિ નારી તણા સન્માનમાં
ભાવિની સુઆશા માનિતા લલિતા—દેવીઓ૦

૭૬

જાહોજલાલી જોઇ મેં, ચાહું ગરીબીને હવે
સુખ દુઃખ તડકા છાંયડા, કુદરત તણા રંગો ખરે—જાહોજલાલી૦
છે પ્રેમની મીઠી મઝા, મુફલીસ હાલતમાં રહી,
ના વૈભવોના ભોગમાં અવકાશ પ્રીતિને જરી
આલમ તણી સુલ્તાની હો વિણ સ્નેહ એ શા કામની,
ફાની ખરે આ રોશની, દિલ રોશની જો ત્યાં નહિ—જાહોજલાલી૦

૭૭

અમીઝરણાં હ્રદયમાં ઝરતાં
સ્નેહે સરતાં શાંતિ ભરતાં
રસે રસબસતાં—અમીઝરણાં
વ્હાલમ આંગણ નદ છલકાયે
સુંદરી સુભગા નિશદિન ન્હાયે
પ્રાણરહ્યા પલળી પ્રીત માંહે, ભરછક નવ સ્નેહ
સલિલ ઉછળતાં—અમીઝરણાં૦

૭૮

માણિલા નિરંજન, સલુણા મારા શામળા,
માનિની મનાવતી ઓ વ્હાલમાં

વેરાવતી પ્રીતિ તણાં સુમોતીડાં ઓ હંસલા—માણીલા૦
પાન નેનનાં કરાવીશું સુધાભર્યાં,
માનજો હો માધવા
હસાવીશું, રીઝાવીશું. શાણા
હા રીસાઈશું, જો માનશો ના,
હારશો તો વ્હાલમા—માણીલા૦

૭૯

વ્હાલે બાંધી લોભીને પ્રેમબંધથી,
બાંધતાં કેદી થયો કેદીના સંગથી—વ્હાલે૦
[ત્યારે પ્રેમબંધન એ તો ચેપી રોગ હશે?]
[રોગ નહિ પણ જાદુઈ ભૂલભૂલામણી]
મોહિની પ્યારે પાથરી દિલના અણુ અણુ માંય
ગઇ માલિકી દેહની ઉર મન ઘેલાં થાય,
પ્રીતિના પાઠ લઉં જાણી
[ત્યારે પ્રેમજ્ઞાનમાં તો કૃષ્ણ જેવા બાળકજ હશો?]
[અનુભવી ગોપિકાની નજરમાં તો બાળકજ]
કિશોર, અહા! કહાનજી.—વ્હાલે.

૮૦

સૃષ્ટિ ફૂલવાડી, કુસુમો નરનારી
લાગે સુખકારી, ખીલાવે વનમાળી,

ફૂલોમાં નવી ન્યારી, સુગંધિઓ છુપાઇ,
કો દાસી દાસ નહિ.–સૃષ્ટિ
મંગળ પરિમલ આત્મનો, અર્પવા અવતાર,
એક એકથી બહેકતાં, દેવ દેવી નરનાર,
જ્યોતિ પ્રિય સ્વામીની, દીપાવે સહગામિની,
શોભે નરનારી–સૃષ્ટિ૦




૮૧

રે પાણીડાં જ્યાતાં ભરવા સ્નેહસરોવર આરે
* * *
રે આનંદે મદ ભરિયાં ભોળાં આશા ને ઉલ્લાસે
* * *
જલ ભરી પાછા વળિયાં બેડાં હૈડાં ઘાટે મૂકયાં
જલ ભરિયાં કે ઝેર ભર્યાં એ જોતાં ઘેલાં ચુકયાં
* * *
ઘોમધખે દુઃખડાંના તાપે તરસે કંઠ સૂકાયા
હોંશ ધરીને ભરિયા પ્યાલા પીધા પ્રાણ બચાવા
* * *

રગરગમા વિષ વ્યાપ્યું કાયા કોમળ બળવા માંડી
જાણનાર કોઇ વૈદ્ય તેડાવો જીવ જશે ઘટ છાંડી

૮૨

સંપ સજો વ્હાલા ભાઈઓ આ કુસંપમાં બેહાલ બન્યા
હતા ધનવાન અને બળવાન કુસંપે ધન બલહીન બન્યા
—સંપ૦

સંપ હતો તો પંડવ પાંચે સો કૌરવ પાડયા હેઠા
કુસંપ થયો જયચંદ પૃથુમાં તો પરજન ઘરમાં પેઠા
—સંપ

એક એક કીડી સંપે તો ભોરિંગના પગ પ્રાણુ હરે
ઝાઝા નમળા સંપ કરે તો થોડા બળિયા શુંજ કરે
સંપથી લક્ષ્મી વધે ઘરમાં કુસંપ વિષે તો ત્રાસજ છે—સંપ
કુસંપ તજો સમજુ શાણા ! કુસંપે નક્કી વિનાશજ છે
—સંપ૦

૮૩

સમજવી એજ ખરી સતી નાર
શીલવ્રત જાણતી જીવનસાર—સમજવી૦
પતિ કોપે પણ રોષ ન ધારે
પતિ પ્રભુ ગણનાર—સમજવી૦
શોકયની સાથે સ્નેહની વરતે
પતિનું શુભ ઇચ્છનાર—સમજવી૦

૮૪

અલબેલા ! છેલા ! નેડા લગાડી ક્યાં જશો તમે !
રંગીલા ! વ્હાલા ! વિયોગ વેદના કેમ કરી હવે સ્હેશું અમે
- અલબેલા

પ્રીત કરી નીભાવતા સાચા સ્નેહી જે
પ્રીત કરી તરછોડતા શ્વાન સમા છે તે
બોલો પ્રેમ સુજાણ ! પ્રીત તોડી તરછોડી પ્રેમીને શું જાવું
ગમે-અલબેલા

૮૫

અરે હાં છબીલી ! છણકો છોડી
આ છબીલાને છાતીએ લગાવો-અરે.
પ્રીતે અમૃત પાવો
તરસ્યાને ના તલસાવોરે-અરે.
હાં હાં અલબેલા ! આઘા રહો
અડશો નહિ મુજને જાવા ધો
હવે થાવા ધો મનમાન્યું માનિનિ ! થાવા દો
હવે જાવા ધો હવે જાવા દો
જાઓ ક્યાં આવો આવોરે-અરે.

૮૬

મને ચટકાવી વિંછુડે

અહિં બાઈ! માર્યો ડંખ કારી–મ્હને.
ઝેર જીરવાય નહિ વેદના સ્હેવાય નહિ
માર્યો ડંખ કારી–મ્હને.
ઉતારા બોલાવો ઝેર ઉતરાવો
અંગમાં લ્હાય લ્હાય થાતી, થડક, થડક, થાય છાતી
રગ રગમાં ઝેર ચઢયું ભારી–મ્હને૦
ઉતાર ઝેરનો હું છું જાણું
ચુસીને ડંખ હું શાંતિ આણું
એમ ?
હા; બચ્યુ બચ્યુ
કહે હવે બાઈ ? કેમ ત્હને ?
હાશ હાશ થાય મ્હને
તનમનમાં સિંચ્યું અમિવારી–મ્હને૦

૮૭

કલહંસમણિ ! માનસરોવરમાં આવોરે–કલહંસ
શુદ્ધ સ્નેહ કાંઠે રૂડા સુરસ સુજલ સોહે
કોમલ કુમુદ ખીલ્યાં મુનિજન મન મોહે
ખીલી આ શરદ કેરી રાત, લ્યો લ્હાવોરે-કલ૦
આનંદ આંસુઓ તણા મોતીકણા વેરૂં ઘણા
આપું કમલના તાતણા દઉં ફુલડાંથી વધામણાં
તુજ ચાલ સુંદર નહિ મણા દરશાવ અહિં સોહામણાં !

વાણી સુણાવ રસાળને દીપાવ માનસ આંગણાં
જલ દૂધ વિષે તુજ ચંચલતા
કરી નાચ તથા રસકેલિ કથા
અમને જણાવ મનોહરતા તું કૃપાકર થા—કલ૦

૮૮

મ્હારા હૈયાના હાર ! મ્હારા પ્રાણના આધાર !
મ્હારે હૈયે રે'જો—મ્હારા.
હૈયે રે'જો મ્હારે કંઠે રે'જો
મ્હારે હ્રદયે રે'જો—મ્હારા.
પ્રીતી જાગી જોયા જ્યારથી
પ્રાણ પ્રાણથી મંઢયા મળ્યા ત્યારથી
કરૂં જીવનથી જતન મ્હારા અણમુલા રતન !
મ્હારે હૈયે રે'જો—મ્હારા.

૮૯

બંસીવાલા છેલે લગની રે લગાવી
લગની રે લગાવી પ્રીતડીરે જગાવી—બંસી.
પ્હેલાં નવ જાણું કાંઇ પ્રીત શું હશેરે બાઇ !
હવે તો ગઈ ઘવાઈ શુધ બુધ સૌ ભૂલાઇ
જાદુગરા શ્યામે ભોળીને ભરમાવી
કામણગારા કાને ભોળીને ભરમાવી—બંસી.

૯૦

રે તપતી શું તરછોડો આ દાસી ?
ખ્યાસી ઉદાસી
વાલમ ! આશા ભરી હું નમતી–રે.
દિલ શું ન દયા વસતી ?
પિયુ ! પિયુ ! માનો વિનતિ
ગુણ ગાતી સ્નેહ ચ્હાતી રોતીરે હું ઝુરતી–રે.

૯૧

કોણ જાણે કામબાણે
કેવી લગાડી મોહિની પિયુની મોહિની
હૈડે જડી મૂર્ત્તિ હેમની
વિયોગી પ્રાણ પ્રેમની—લગાડી.
રગેરગમાં અનંગે ચમકે દામિની
નાથ ! આપ નામની જગાવે ધુન કામિની
હું ભાન ભુલી ભામિની
બ્હાવરી ઘેલી બની—લગાડી.

૯૨

રે........આવ્યો કલિયુગનો આ જમાનો
બ્હેન વેચી ભાઇ પેટ ભરવાનો–રે.
નીતિને ન્યાયનું નામ નહિ રે'શે
અપંગ ધર્મ થવાનો

સંતને મહંતને કોઈ નહિ માને
ધુર્ત દંભી ફાવવાનો—રે.
વણજ વેપારી દગાબાજીથી ચાલશે
વચન વ્હેવાર જવાનો
કન્યાવિક્રય કરી માત તાત રાચશે
પરણ્યો પરણી તજવાનો—રે.

૯૩

મારી રજનીનું વદન સોહામણું સાહેલડી !
પેલા વરનું મુખડું લજામણું
લટકેથી લાગે છે બિહ્યામણું સાહેલડી !
મારી રજનીનું અંગ છે ફાંકડું સાહેલડી !
પેલા વરનું ડોકું વાંકડું
લટકાળું જાણે ઘરડું માકડું સાહેલડી !

૯૪

આ હૈયે ઝુલો ઝુલો વ્હાલા ! વેલી ફાલી આ રસાલા !
આવો આવો લ્હેરી લાલા ! પીયો પીયો આ પીયૂષ પ્યાલા
આ હૈયે૦
રસભોગી તમે રસ રેલું હું રસ ઘેલા !
રસ ખેલી હરો સ્મર છેલા હાં અલબેલા !
આ’બો લ્હાવો લ્યો રઢીયાળા !
રુતુ ખીલી નવી લટકાળા !

૯૫

સુખમાં વસજો રસમાં રમજો હોં વ્હાલાં !
સંસારમાં આચારમાં સુવિચારમાં
પતિ ચરણકમલ રજ ધારૂં તનમન વારૂં
આ દિલદારમાં આનંદે આ ભરથારમાં—સુખ૦
લોક હિત ધરજો ઉમંગે રે'જો
ડરજોના, ફરજો કરજો રંગીલા,
અમ સાથમાં રહિશુંજી હાં બહુ પ્યારમાં
હરિને નમિને તરશુંજી આ સંસારમાં—સુખ૦

૯૬

ઘવાઈ ગઇ સજનિ! રંગાઈ પ્રેમ રંગમાં
હાંરે થાય ધનથનાટ તનમનાટ અંગમાં—ઘવાઈ૦
યોવન સાગર ખળભળે મદન પવન તોફાન,
કાયા નૌકા ડગમગે સુઘડ ગ્રહેજ સુકાન;
મદમાં છકેલી છેક છબીલાના સંગમાં—ઘવાઈ૦
યૌવન વન ઝુકી રહ્યું મદન તાપ ઉકળાટ
લળી લળી પળ પળ એ જુવે વનમાલીની વાટ
મોહમાં મચેલી પ્રેમ ઘેલડી ઉમંગમાં—ઘવાઈ૦

૯૭

મદભર બોલો રસાલાં ! નખરાં અલિ ત્હરાં રૂપાળાં!
મનહર બંસરીવાલા—મદ૦

પજવો મ્હને શું ઠાલાં! તજ સૌ-ચાળા
ના ના ના થકવો વ્હાલાં!
રંગીલી રસ રંગમાં રમ બાલા!—મદ૦

૯૮

કહો કેમ ભલું થાય તેનું સદા જે બુરૂં બીજાનું ચ્હાહે,
જે ખાડો ખોદે પાપી બીજાને માટે તેમાં તે પટકાયે-કહો૦
ખટપટ કરી ખળ ફાવે કદાપિ પણ નભશે ન સદાયે,
ભલા થોડા દિન દુઃખી થાશે પણ અંતે જય થાય નકકી
સત્ય તણો જય થાયે—કહો.




૯૯

કોમળ કાયા કાં કરમાવો બાઇ ભભુતી ચોળી,
હવે ભભુતી મુજને વ્હાલી, દેહ દઉં રગદોળી;
પ્રીત ગઇ પ્યારા પ્રીતમની
આશા ઉડી ગઈ આ અંતરની; રૂપરંગ દઉં રોળી-કોમળ.
સુંદર શરીરે શોભે બા હીરાના હાર રૂપાળા
પ્રેમ દોરીયે અશ્રુ પારલા પરોવી પહેરૂં માળા

કંથ કૃપા વીણુ જોગણુ થાઉં,
નાથ નામની ધુન લગાઉં;
મ્હેરી કંથાઝોળી—કોમળ.

૧૦૦

ગંગાજળ નિરમળ સમું, સુદ્ધ પવિત્રજ સાર
તેવું કુળ જો માહરૂં :(તો) પડ પાસા પોબાર.
*          *          *          *
હંસ ગયો સરોવર તીરે, દીઠું અમૃત સાર,
પીધા વીણુ પાછો ફર્યો, (તો) પડ પાસા પોબાર.
*          *          *          *
સત્ય ચુકે જો સાધવી, ધરા ન ઝીલે ભાર,
તે ગુણુ હોય મુંજ મહીં, (તો) પડ પાસા પોબાર.
*          *          *          *
નાગ મુખે અમૃત ઝરણુ, ચોર કને ભંડાર,
કામી પાસ રહે કામની, (તો) પડ પાસા પોબાર.
*          *          *          *
મીઠો આંબો સર્વદા, ઉત્તમ ફળ દેનાર,
સત્ય અસત્ય ઠરે નહિ, (તો) પડ પાસા પોબાર.
*          *          *          *
વિમળ કમળ વિલોકીને, ભ્રમર ગયો તે ઠાર.
દીઠું પણુ અડકયો નહી (તો) પડ પાસા પોબાર.
*          *          *          *

અહલ્યા સીતા દ્રૌપદી, સતી ખરી નીરધાર,
તેવું ચીત્તજો માહરૂં, (તો) પડ પાસા પોબાર.

***　　　***　　　***

ભુખ્યા આગળ જો ધરે, ઉત્તમ ભોજન સાર,
ખાધા વિણુ ઉઠે નહીં, (તો) પડ પાસા પોબાર.

૧૦૧

કુમકુમ પાય ધારીરે, રૂમઝુમ જાય નારીરે,
કોમળ કાયા વેલીરે, અવયવ ફુલ ફૂળેલીરે- કુમકુમ૦
ભાલ ટીલડી ચાંદરણી શી ચળકે
હીરા નથની ઝગમગતી શી લળકે આંખ અંજન સારરે
શીરપર ઝારી જોબન મદવાળીરે.—કુમકુમ૦

૧૦૨

છોડો નાજુક બંધ બંધી બળવંતજીઓ કેદી કંથજે,
છોજી કેસરી સામાન આપશુરા
સુતરની તાંત જેમ, હાથીને હાથ તેમ,
કોમળ આ બંધજી—છોડો૦
ઘેર્યા યુવતી યુથે આજે, આધીન છો હવે સ્ત્રીના રાજે,
પ્રીતીની બેડી જડી અંગ સાથ, તુટે કેમ ગુણવંતજી—સુતરની.

૧૦૩

મન ભુલાવે મન લોભાવે, મન ચકડોળે ચડાવેજી,
શુદ્ધ પવિત્ર નિરમળ આત્મા, કાદવે રગદોળાવેજી.

જોવાનું તે નવ દે જોવા નહીં જોવાનું બતાવેજી,
અમૃત મુકી વિષને વળગે નર્ક મહીં રોળાવેજી.
વારૂ વનિતા વિશ્વ મહીં છે કોઈ ગોરી કોઈ કાળીજી,
પ્રીતી છે સંતોષ મહીં નથી સુખકર વૃધ્ધા બાળીજી.–મન૦

૧૦૪

આવ્યું વાદળું વિપત્તિનું સતિ શીરે હરી
નાંખજો વિખેરી, વિભુજી દિલે દયા ધરી–આવ્યું.
ભીડ ભંજન ભીડ ભાંગજો, દાતા દીનદયાળ,
કરૂણાળુ કમળાપતિ સત્ય તણા પ્રતિપાળ,
નથી વૃત્તિમાં વિકાર થયો સ્વપનેએ જરી.
શુદ્ધ ચિત્તથી પતિ સેવા પ્રભુ ગણી કરી–આવ્યું

૧૦૫

આ સ્વપ્ના સમ સંસાર સમજી હૈયાને શાણા,
દુર્લભ માનવ અવતાર, અવની મહીં એ રાણા.
બાળપણું રમતાં ગુમાવે, જુવાનીમાં લંપટપણું ભાવે,
વૃદ્ધપણાએ, જીવ લોભે તણાએ રટે નહીં કીરતાર–આ.
મરણ શ્વાસ જવ ચાલુ થાએ, કૃત્ય કુડાં નજરે ઉભરાયે,
પીડાય ભારે, પસ્તાય પાપી ત્યારે આંસુ વહે ચોધારરે-આ.

૧૦૬

સખી ખોલ ઘુંઘટડો છોડને છેડા,
વાહ શું મુખ મલકાય—સખી૦

વ્હાલા સંગે રમી લે રંગે મદમાતું આ જોબનીયું
છલકાય—સખી૦
શરમે બાઈ હું બીડાઇ, ક્યાંથી સ્વાર્થ સરાય;
ચબાવલી તું ચડમાં, લાડકી લડમાં
અંગે અંગ ઉભરાય—સખી૦

૧૦૭

કર્મ તણા સંજોગથી નીરમાણ થયેલું થાયરે
શાને દોષ દઇએ બીજાને.
સીતા સરખી સાધવી સ્વામીએ કાઢી વન
દમયંતી વીણ કારણે અપરાધી ઠરી પતી મનરે–શાને૦
વાંક નહીં વાલમ તણો, દેખું હું તલભાર,
કર્યાં પાપ પેલે ભવે, પ્રગટયાં આ અવતાર,
સુખ દુઃખની વાદળી આવે ને ઉડી જાય,
ઇશ ભજી ધીર રાખવી, સંકટ સમયે સહાયરે–શાને૦

૧૦૮

હે મન શાણાં નાથનું ધ્યાન તું ધરને
દેહનું સાર્થક એજ ખરૂં તું હવે કરને
પતિ પરમેશ્વરનું રટણ, જો શુદ્ધ મનથી થાય
જન્મ મરણ ફેરા ટળે પાપ અમાપ કપાય
દેવ પિયું દેવન પિયને પિયુ છે સ્રીના પ્રાણ
લીન રહે પતિમાં સતી, તો થાયે કલ્યાણ

અખલ ધુન લાગી જાગી હવે તો અખંડ જ્યોત જાગી
ભાગી હવે તો આ ભવની ભાવટ ગઈ ભાગી.

૧૦૯

જાગી જોને તું જીવડા અલ્યા જાગી જો જરી
સુતો શું અભાગી સુખના સ્વપ્નામાં ઠરી (૨)-જાગી.
સ્વાર્થનું સગપણ સંસારે તેમાં મૂઢ તું શું લપટાએ
કહું શું મુરખડા હજુ માયા ના મરી
મમતા માયા ના મરી મનની માયા ના મરી
ચાહના ચી-તની ના ચળી તૃષ્ણા તનની ના ટળી-જાગી૦
ફરે મરણનો માથેરે ફેરો સુકૃત કરીને ભવજળ તરી લે
માનવ દેહ મોંઘો ઘેલા મળશે ના ફરી ગાંડા મળશે ના ફરી
વયતો જાય છે વહી, ચેતે ચીતમાં કાં નહીં-જાગી૦




૧૧૦

ચાલ ચાલ ઓ અલબેલી
વળી વળી પાછું જુવે શું પ્રેમ ઘેલી,
તારા ઉરમાં આનંદની હેલી,
સાહેલી તારા ઉરમાં આનંદની હેલી

મળ્યાં હવે ભેગાં ચંપાને ચંબેલી—ચાલ૦
મારા પગના ઝાંઝરની ખીલી
વારે વારે પડતી ઢીલી
ખીલી જેવી ઢીલી એવી તું એ છે હઠીલી
હવે ચાલ આવીએ છીએ—ચાલ૦

૧૧૨

લ્યો સુંદરી સુસનની માળા, જઇ કહેજો પ્રણામ હમારા
માળા નહિ પણ વરમાળા, સુંદર વર ઓ શરમાળા
મુખ દર્શનથી મન ચોરી, (૨) ચીત હરી ગઇ બાળચકોરી
તમે કિશોર એ નવલકીશોરી, મટકે મોહ્યાં મટકાળાં-લ્યો.

૧૧૧

ગજ ગામિની (૨) ગજે ચઢીને આવે
ગજ ગામિની ગજે ચઢીને આવે
મંદ સુહાસિની શાણી સ્વભાવે
ભલ ભલ ભૂપોનાં—ભાન ભૂલાવે (૩)રે ગજે ચઢીને.
યોવન મદે ભરી મદ ઘેલી પૂંજન કરવાને અલબેલી
મેળવવા ઉતમ વર જે મન ભાવે (૩)
રે....ગજે ચઢીને આવે.

૧૧૩

રંગીલા રંગ રેલે રંગીલાની સંગે
રસીલી ખેલ ખેલે ખેલાવે ઉમંગે—રંગીલી

છુટી છુટી નવી તણી ગાંઠ જે બાંધેલી
જો વછુટી હાથ તણી જોડ થઈ ઢીલી
મચાવ્યો મહા જંગ શો અનંગ-(૩) રંગીલી.
અધર પ્રવાલ સમ હોઠ કેવા હાલે
ચુંબન અલીંગને રોમાંચ થયાં ગાલે
નેત્ર અર્ધાં મીચેલાં મુગ્ધ ભાવે ભરેલાં
ભીની સ્વેદે જણાય સર્વ અંગે
એ ભાની ભીની સ્વેદે જણાય સર્વ. અંગે-રંગીલી

૧૧૪

નાનકડી નાજુક નાર હું બહુ નાનકડી-બહુ નાનકડી
મારા લાલાની છું લાડકડી [૨] છું લાડકડી [૩]
આંખ તણે મટકે પટકું છું લાલને
નાની શું સમજે વ્હાલાના વ્હાલને
(હું તો બધુંએ સમજું છું.)
જાણી ભોળો ભરથાર તું બહું માથે ચઢી(૩) નાનકડી.

૧૧૫

કહો મારા નયન સલુણા શ્યામ
તમને શું કહીને બોલાવું-(૨)
અનુપમ છો ઉપમા શી આપું
દેવ હૃદય મંદિરમાં સ્થાપું
અંતરના આરામ—તમને.

૧૧૬

કહે સખી અબોલ રહી શા સારૂ [૨]
ચુક નથી જરી ચતુર તણી પણ ચતુરા
એક ચુક તારી (૩)
કાયા કમાન ચઢાવી, કામણ કીધું કામણગારી
મન ધ્યાન ધરે તું શાનું નહિં રહે હવે રાખ્યું છાનું
(માલતી) વારૂ વારૂ,
વારૂ વારૂ કહી વાત ઉડાવે, નથી અજાણ્યું હમારૂં-કહે

૧૧૭

સૌને સૌ સૌની પડી, કોણ પીડ પરાઇ જાણે,
સગું વહાલું સ્વારથનું સર્વ પોત પોતાનું તાણે,
દીકરીની ગણના કુટ્યા, ઘટની ઠીકરી પરમાણે
દીકરા ઘરનું રાજ્ય કરે ભને દીકરી જાય મશાણ-સૌને.

૧૧૮

માળા જપું છું તમ નામની રંગીલા છેલા
દાસી તમારી એ બદમાની આવો અલબેલા
મોહનજી છો મદઘેલા, પુજું તમને પહેલા,
સેવા કરૂં હું સુંદિર શ્યામની, રંગીલા છેલા—માળા૦

૧૧૯

હાં હાંરે મને ઠગી, ઠગી મને ઠગી
ઠગારે મને ઠગી જાણીને ભોળી નાર

ખોટા બોલી શાને ખુવે છે ભાર
આ છે ખોટો કરાર ખોટો ખોટો
હાં ખોટો....................મને ઠગી
અંતર પ્રેમ વિના બધા નિષ્ફળ કોલ કરાર
એ વિણ કો દંપતી તણો નવ સુધરે સંસાર
આ છે ખોટો કરાર.

૧૨૦

દીકરી પણ દુ:ખનું ઉંડું મૂળરે, દુનિયામાં દીઠું-દીકરી.
સાલે મા બાપને-એ શુળરે [૨] દુનિયામાં.
પુત્ર તણી માતા બહુ સુભાવતી ગણાય
તેમ જનેતા પુત્રીની અતિ દુરભાગી જણાય
લોકો ઉચરે છે એ શું ભુલ (૩) રે—દુનિયામાં.
હજો ભલે માબાપને કુંવર કુંવારા અનેક
પણ કોઇને ત્યાં નવ હશો કુંવરી કુંવારી એક.
બેટા બેટીનું-જુદુ મુલ (૩) રે—દુનિયામાં.

૧૨૧

આવું દુહિતાનું અહિત કેમ થાય
દોહી ગાય દુધ શ્વાનને શું પવાય—આવું.
પાળી પોષી ઉછેરી લાડકોડથી
માટે શું બોલ મારો જાય (૨)
દીવો લઈ શું કુવામાં પડાય (૨)
કાગડાની કોટે માણેકના બંધાય-આવું.

૧૨૨

સખી હવે શું થાશે શું થાશે
જીવું હું તો નાથ માધવની આવશે–સખી.
તજી મર્યાદા પિતા માતની ઉ-તર કેમ અપાશે.
વાતો સઘળી મુજ અંતરની અંતર માંહી સમાશે-સખી.
ભાગ્યવતી તુજ ભાગ્ય મહિં જે લખ્યું હશે તે થાશે
પરવશ દીકરી ગાય ગરીબડી ભાગ્ય દોરે ત્યાં જાશે-સખી.

૧૨૩

ભાભી મારાં ડાહ્યાં ડમરા
શા માટે રીસાઓ–તમે શા માટે રીસાઓ
ઓ નાની નણંદી આવો, આ કોણ ? તારો પ્રાણ.
હવે શા માટે શરમાઓં (૨)—ઓ નાની.

૧૨૪

સજની સાચું સુખ ક્યાં છે સંસારમાં ?
સુખ પ્રેમદાનું પ્રિતમના પ્યારમાં
ખાવા પકવાન રૂડા વસવા આવાસજો
વ્હાલાના વ્હાલ વિના વ્હાલી ઉદાસજો
ગાળે દીન રેન વિચારમાં
સુખ પ્રેમદાનું પ્રિતમના પ્યારમાં—સજની
ભાગ્યવતી બહુ ભોગવે મન માન્યા સુખભોગ
તૃપ્તી તેથી ના વળે વિણુ સુખકર સંયોગ—સજની

૧૨૫

અલી કોયલડી ટહુકા કરજે (૨)ટહુકી માધવનું મન હરજે(૨)
છાની છાની વાતો કરજે ગુણિયલના ગુણ ગાજે ગરજે
રીત કુલવતીની આચરજે, મનમાં બહુ મગન થઈ ફરજે-અલી.

૧૨૬

સખી કેમ જાવા દઉં કેમ જાવા દઉ કુલમાલાએ કુલમાળા
વાલમ બહુ લાગે વ્હાલ (૨) વાહ બોલ કેવા કાલ
ત્યારે આ શું ઢોંગ ઢાલા નવ થાવા દઉં દુર થાવા દઉં
કુલમાળા.

એ કુલમાળા-વાલમ બહુ લાગે વ્હાલા [૨]

૧૨૭

બોલો બોલો બોલો મીઠીકંઈ
બોલ મીઠા મીઠા આજ સુણાવો
બોલ મીઠા મીઠા આજ સુણાવો
શાણી હવે સીદને તરસાવો—બોલો૦
લઈએ અનુપમ સુખનો લ્હાવો
અંતર પ્રેમની જ્યોતી જગાવો—બોલો૦
છેક નમેરા આમ શું થાઓ
પ્રેમ સુધારસ પીઓ ને પાઓ—બોલો૦

૧૨૮

કરો ક્રોડ ઉપાય કરો ક્રોડ ઉપાય [૨]
પણ જાતી સ્વભાવ ન જાય,

કપુર અને કસ્તુરી કેરા ઢગલામાંહી દટાય
તો પણ દુર્ગંધી ડુંગળીની ગંધ સુગંધ ન થાય
કાગ પડયો સોનાને પીંજર વિધ વિધ મેવા ખાય
[૨]—કરો.
તો પણ જાતિ સ્વભાવે મુરખ નર્ક
જોઇ લલચાય ન્હાય—કરો.

૧૨૯

હાંરે ખીલી ખીલી રૂ કુલવાડી ફુલે ભરપુર છે–[૩]
મનં મારૂં મોહનને મળવા આતુર છે–મન મારૂં—હાંરે.
ચીત હરનારી ચતુરા ચતુર છે,
મધુરીની વાણી અહો કેવી મધુર છે—હાંરે.

**જોઇએ છે**—ચાલુ જમાનાને અનુસરતી લખાયેલી નોવેલો તથા કાવ્યમય ભાવવાહી–કહાણીઓ તથા પરચુરણ કાવ્યો, અપ્રસિધ્ધ લેખો તથા લેખકોને ખાસ ઉત્તેજન આપવામાં આવશે મળો.

બુ. જે. ની. પટેલ.




૧૩૦

સહુથી સારો દેશ અમારો વ્હાલો હિંદુસ્તાન,
અમને વ્હાલો હિંદુસ્તાન,
જેના વિજયનાં ગાન, બનાવે મન સહુનાં મસ્તાન
અમારૂં એજ નિરંતર તાન—અમને વ્હાલો.
ઝરણુ વહે કૌશલ્ય કળાનાં વરસે જ્યાં વિજ્ઞાન;
ધર્મ ભાવના ઉજવળ જેનાં ગાય દેવયશ ગાન,
પ્રગટ જ્યા થયાં પુરુષ બળવાન,
વસે જ્યાં હિન્દુ મુસલમાન
જનેતા જન્મ ભૂમીએ સુખકર સ્વર્ગ સમાંન—અમને.

૧૩૧

રંગ લાગ્યોરે રંગ લાગ્યો
તારાં તીખાં નેણુનો રંગ લાગ્યોરે—રંગ
અમે રસિયાના રંગે રંગાણું
અમે રાજવીના નામે વેચાણુંરે—રંગ,
પ્યાલા ભર્યા આ પ્રેમના પીવા અને પાવા
અજબ આ ચીજ સરજાઈ જગતમાં દીલ બહેલાવા.

ચંડી કરાળી ભૈરવીની પ્રસાદી આ માનીએ
રોજ ઢીંચે રાખવાથી કોક દહાડો ફાવીએ—લારા.

૧૩૨

પાતળીઆ પાલવ છોડો કોઈ જોઈ જાશે,
નખરાળાં શીદ તરછોડો મારો જીવ જાશે
ભોળી ભાગી હું બાળ કુંવારી
બાળો ભોગો હું છું બ્રહ્મચારી
(છોડો છોડો મારો હાથ મરડાઇ જાય છે.)
(આના આવા ચાળા જોઇ લાહ્ય લાહ્ય થાય છે)
કાં શું થાય છે?
(મારો જીવ જાય છે. અરે હાય હાય હાય)

૧૩૩

સખી જોને કાંટો વાગ્યો ફુલડાં કેમ વીણ્યાં આ જાય!
છે જરાક જેવો કાંટો પણ અંતરમાં ઉઠે લાહ્ય—સખી.
પીડા કારમી હ્રદયે જાગી ઝીણું ઝીણું ખટકે ઓયમા.
શું થાય કંઈ સમજાય નહિં જીવ જાય મધુરે ચટકે અરરર
પીડા આ શી કહેવાય ? ના સ્હેવાય
જીવરો જાય અરરરર લવક લવક થાય—સખી

૧૩૪

આલી નયન બાણ ક્યાં વાગ્યાં ?
મનના મુગ્ધ ભાવ ક્યાં જાગ્યા? સાચું બોલ બોલ બોલ.
કોણ રસિકવર મળ્યા પરસ્પર ક્યાં હ્રદયો અનુરાગ્યા ?

લોચનીઆં મદઘેરાં તલસે અધર સુધારસ તરસ્યાં
વશીકરણ કોણે કીધાં આ, વ્હાલ કહે ક્યાં વરસ્યાં ?
સાચું બોલ (૨)
લાલ કોણ ને લગની શાની હજી હું બાળ કુંવારી
ચાલાકી મુકી દો ચતુરા, જાણી ઠગાઇ તમારી

૧૩૫

વૃક્ષ તમે મંજુલ આ વેલડી કાંત!
વેલી અમારી સંભાળજો—વૃક્ષ
આજથી તમારી બની કિંકરી હો રાજ!
સ્નેહે સદાયે સંભાળજો—વૃક્ષ
ભવરણ વિશ્રામ પ્રાણ જીવનની લ્હાણ છો.
હ્રુદય તણા દેવ હ્રુદય મંદિરે વિરાજશો.
કિંકરી ઉગારી શ્યામ જીવન આરામ છો.
નેહ ભર્યાં નયને નિહાળશો.
ભાગ્યદેવી ભુવનને ઉજાળશો—વેલી.

૧૩૬

કંઈક કરો પરવા પિતાજીએ પુર્વજના નામની
શુભ કામની.
પરતંત્રતાની સાહ્યબીને સંપતિ શા કામની—કંઈક
માતૃભૂમિને કારણે દીધાં દેહ બલિદાન
દેશ દેશ ગવાય છે આજ સુધી યશગાન

પ્રતાપ, બાપારાવળ, ધીરવીર રાણી જાયા;
અટંકી ટેક જેના જગમાં બધે ગવાયા
કેસર ભીનીકાયા હિમાલય શી છાયા;
સુરજવંશી જાયા, પિતામહના નામની—શુભ

૧૩૭

હવે દિલ વિશાળ કરજો ભારતના બાળ સમજો
વ્હાલું વતન તમારૂં ભારત રસાળ સમજો
કુસંપ બીજ વાવ્યાં ઝેરી પવન ફુકાવ્યા
ફુલ કંટકે છવાયાં ફળ શાં ઉગ્યા તે સમજો.
કે સંપ બીજ વાવો ખુશબો મધુર વહાવો
દિલ દિલથી તો મીલાવો, નહિ ભેદભાવ સમજો.
દુનિયા વિષે રસાળું છે હિન્દુસ્તાન તમારૂં
તમે બાળ હિંદના છો હિંદુ મુસલમાન સમજો.

૧૩૮

જોબન આવેરે સખી આલમને નાચને નચાવે
એ રંગ લાવે અરે હાંરે હાવ ભાવે
જગ જન મન તો ભાવે-મોહાવે—આખી
મદ ભરેલી આંખડીનું ઘેન બીજાને આવે બ્હેન
વાણી બને છે મુંગી-સાન કરી સમજાયે બ્હેની-આ૦
રસ સાગર હૃદયે વહે. નયણે નેહ છવાય;
ચંચળ ચિત્ત બને અને જગ આ પ્રેમી જણાય

મનડું મસ્તાન—આંખ મદથી ભરેલી
દુનિયા દેખાય પ્રેમ ઘેલી બનેલી
રસિક રંગ રાગે, અનંગ રંગ લાગે
સ્નેહાળ ઉરજાગે, જીવન વ્હાલું માગે—છે હા જોબન.

૧૩૮

સાધુજનો પોતે તરી આ જગત જનને તારતા
સ્વાર્થ તજી પોત તણો પરમાર્થ અંતર ધારતા
સંતશશી સમ શીતળ વચનો સુધાભર્યાં જ તમારાંવચનો
તાપપાપ હરિ વ્યથીત હ્રદયમાં સિંચે અમિરસ ધારા
અક્ષય કીર્તિ અવિચળ પામો
જુગ જુગ જીવો વિરામો
ભગવતી ! દર્શન દિવ્ય તમારાં
જગ મંગળ કરનારાં......................વચનો,

૧૩૯

કામીજન અંધ જગતમાં મનાય
હીણા હરામી કહેવાય.......કામી૦
નીતિનું નામ મૂકી અધમ અનીતિ કરતા
પ્રભુથી જરીએ ના ડરતા—હરનિશ કુકર્મો કરતા
લંપટ નહિ લજવાય...............કામી૦
નફ્ટ નીડર થઇને—પાપી બને છે પ્રીતે
વ્યભિચાર વળગે ચીતે સમજે કોઈ રીતે

૧૪૦

મોહમાં અંજાણી તારા ફંદમાં ફસાણી હું ભુલી૦
ભગા તારા ભમકામાં હું તો ભોળી હું ભરમાણી
પાણી પીને ઘર પુછે તું ન્હોતી કાંઈ અજાણી–હું તો
મેં તો જાણ્યુંતું સાચી સાડીઓ મંગાવશે
મોંઘા મોંઘા મૂલનાં એ મોતીડાં ટંકાવશે.
હીરલા જડાવશે–માણેક મઢાવશે
વા વા વા ઘરબાર વગરના ઠાકરનાં ઠકરાણી
તમે છાના રહો સહેલાણી
શાણી બગલી સપડાણી—હું તો ભુલી

૧૪૧

નથી દીધા દુઃખો તમને ન ત્રાસે તમને બાળ્યાં છે
અમારા બાળનો હક દઇ તમારાં બાળ પાળ્યાં છે!
અમારાં દેહનાં દેવત, નીચોવી તમને અર્પ્યાં છે!
કરાવી પાન પયનાં ને જીવન તમને સમર્પ્યાં છે!
અરે ઓ હિન્દના વાસી શું બદલો એહ આપો છો
બનાવી ચર્મના જોડા, છરાથી ગળાં કાપો છો.



"બસ તમારાજ માટે!"

# આ તે શું!

ટીનના ડબ્બાઓ તથા બાલદીઓ (પાણી ભરવાની ડોલો) ની
જરૂરીયાતવાળા ગ્રાહકો અને વેપારીઓનેજ માટે!

**મહેરબાન સાહેબો,**

હમારા કારખાનામાં ટીનનાં પતરાંનાં તમામ જાતના ડબ્બાઓ મશીનરીથી સફાઈદાર અને મજબુત બનાવવામાં આવે છે. જેવાં કે માખણના ડબ્બા, ચાહ, તથા કાફીના, રંગ ભરવાના સોલ પાલીસના તથા વારનીશ, તેલ, ક્રીમ અને દુધ ભરવાના મોટા કેન તથા નાની મોટી દરેક સાઈઝના સરના ડબ્બાઓ, ડબ્બીઓ, (કંકુ, બામ, ગોળીઓ વિગેરે ભરવાની) તથા નાની મોટી સાઈઝ (માપ) ની ગેલવેનાઈઝની બાલદીઓ (પાણી ભરવાની ડોલો) અમારા કારખાનામાં સફાઈદાર અને સુંદર બનાવવામાં આવશે તથા નમુના મુજબ તૈયાર કરી મજબુત ને ટકાઉ ઘણાજ કીફાયત ભાવથી અને ગ્રાહકોના મન પસંદ કામ કરી આપીએ છીએ. એક વખત ઑરડર આપી ખાત્રી કરો.

**બાલદી** હમારે ત્યાંથી હમેશ દરેક સાઈઝની છુટક પણ મળી શકશે. બહાર ગામથી આવનાર જનાર ગ્રહસ્થોની સવડની ખાતર હમે હમારી દુકાન ખાસ સ્ટેશન નજદીક રાખી છે.

**શેઠ થાવરભાઈ અબ્દેઅલી પતરાવાલા.**

ઠે. સ્ટેશન રોડ, તાર ઑફીસ સામે સુરત.

ગયો કહે છે સહુ પણ, ક્યાં ગયો ને ક્યાં જવાનો છે?
હજૂ છે કામ બાકી, દૂર એ ક્યાંથી થવાનો છે?



શુરો લઈ વિશ્રામ: સુતો, ત્યાં લોકે કહ્યું:—
'થયો તિલક અવસાન,' જીવો તિલક ઘણું જીવો.



વધુ વિગત માટે વાંચો



# સીગ્નલ અથવા લાલ દીવો.



આ ટાઇટલ પેઇજ ગવર્નમેન્ટ ટેલીગ્રાફ ઑફીસ સામે
આવેલા શ્રી "ભારત" મુદ્રાલયમાં મંગળદાસ જેકીશનદાસે છાપ્યું.